નહેરુ બાલ-પુસ્તકાલય

# ઇદગાહ

પ્રેમચંદ

અનુવાદ

વર્ષા દાસ

ચિત્રો

પી.બી.કાવડી





ISBN 81-237-1287-1

1995 (શક 1916)

Idgah (*Gujarati*)
રૂ. 7.50
નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઇંડિયા,
એ-5, ગ્રીન પાર્ક, નવી દિલ્હી – 110016 દ્વારા પ્રકાશિત

# ઈદગાહ

રમઝાનના બરાબર ત્રીસ દિવસના રોજા પછી આજે ઈદ આવી છે. સવાર કેટલી મનોહર અને સુંદર છે ! વૃક્ષો પર નવી હરિયાળી છે. ખેતરોમાં નવી રોનક છે. આકાશમાં નવી લાલી છે. આજનો સૂર્ય તો જુઓ, કેવો વહાલો ને કેવો શીતળ લાગે છે ! જાણે દુનિયાને ઈદનાં અભિનંદન આપતો હોય. ગામમાં યે કેવી ધમાલ છે ! ઈદગાહ જવાની તૈયારીઓ ચાલી રહી છે. કોઈકના ઝભ્ભામાં બટન નથી એટલે તે પાડોશીને ઘેર સોઈ-દોરો લેવા દોડે છે. કોઈકના જોડા કડક થઈ ગયા છે એટલે તે ઘાંચીને ત્યાં તેલ લેવા દોડે છે. બળદને ચારો ને પાણી જલદી જલદી આપી દો. ઈદગાહથી પાછા આવતાં બપોર પડી જશે. ત્રણ કોસ પગે ચાલતાં જવાનું છે. પાછા સેંકડો માણસો મળશે, ભેટશે. બપોર પહેલાં તો પાછા અવાશે જ નહીં. છોકરાઓ સૌથી વધુ ખુશ છે.

કોઈએ એક રોજો રાખ્યો છે અને તે પણ બપોર સુધીનો, કોઈકે એ પણ નહીં, પણ ઈદગાહ જવાનો આનંદ બધાંને છે. રોજા મોટાંઓ-ઘરડાંઓ માટે હશે. બાળકો માટે તો ઈદ છે. દરરોજ ઈદના નામનું રટણ કરતા હતા. આજે એ આવી ગઈ. હવે લોકો ઈદગાહ જતા કેમ નથી તેની ઉતાવળ છે. એમને ઘરસંસારની ચિંતાઓ સાથે શું લાગેવળગે ? સેવના દૂધપાક માટે ઘરમાં દૂધ અને ખાંડ છે કે નહીં એની એમને શી પડી હોય ? એ લોકો તો દૂધપાક ખાવાના. એ લોકોને શું ખબર કે અબ્બાજાન (બાપુજી) હાંફળા ફાંફળા ચૌધરી કાયમઅલીને ઘેર શા માટે દોડ્યા જાય છે ? એમને શી ખબર કે ચૌધરી આજે મોઢું ફેરવી લે તો ઈદની મોહરમ થઈ જાય. એમના પોતાના ખિસ્સામાં તો ધન ભર્યું છે. વારંવાર પોતાના

ખિસ્સામાંથી ખજાનો કાઢીને ગણે છે અને ખુશ થઈને પાછો મૂકી દે છે. મહમુદ ગણે છે, એક-બે, દસ-બાર ! એની પાસે બાર પૈસા છે. મોહસિનની પાસે એક, બે, ત્રણ, આઠ, નવ, પંદર પૈસા છે. આ જ અસંખ્ય પૈસાથી તેઓ અસંખ્ય વસ્તુઓ લાવશે – રમકડાં, મીઠાઈઓ, બ્યુગલ, દડો અને બીજું કેટલુંયે.)

(અને સૌથી વધારે ખુશ છે હામિદ. એ ચાર-પાંચ વર્ષનો ગરીબડા મોઢાવાળો, દૂબળો-પાતળો છોકરો, એનો બાપ ગયે વર્ષે કોગળિયાને શરણે થઈ ગયો અને મા કોણ જાણે કેમ, પીળી થતી થતી એક દિવસ મરી ગઈ. કોઈને ખબર જ ન પડી કે માંદગી શેની હતી. કહેત તો યે સાંભળવાવાળું કોણ હતું ? એના હૃદય પર જે



કાંઈ વીતતું હતું તેને તે હૃદયમાં જ સહી લેતી હતી અને જયારે ન સહેવાયું ત્યારે દુનિયામાંથી વિદાય થઈ ગઈ. હવે હામિદ પોતાની ઘરડી દાદી અમીનાના ખોળામાં ઊંઘે છે અને એટલો જ ખુશ છે. એના અબ્બાજાન રૂપિયા કમાવા ગયા છે. ઘણી બધી થેલીઓ લઈને ઘેર આવશે. અમ્મીજાન(મા) અલ્લામિયાંને ઘેર એને માટે ખૂબ સરસ-સરસ ચીજો લેવા ગઈ છે, એટલે હામિદ ખુશ છે. આશા તો ઘણી મોટી વસ્તુ છે અને એમાંય બાળકોની આશા ! એમની કલ્પના રાઈનો પર્વત બનાવી દે છે. હામિદના પગમાં જોડા નથી, માથા પર એક જૂની-પુરાણી ટોપી છે. એની જરી કાળી પડી ગઈ છે, છતાં એ ખુશ છે. જયારે એના અબ્બાજાન થેલીઓ અને અમ્મીજાન ભેટો લઈને આવશે ત્યારે એ મનગમતું બધું કરી લેશે. પછી જોશે કે મહમુદ, મોહસિન, નૂરે અને સમ્મી ક્યાંથી એટલા પૈસા કાઢે છે ? અભાગણ



અમીના પોતાની ઓરડીમાં બેઠી બઠી રડે છે. આજે ઈદનો દિવસ છે અને એના ઘરમાં દાણો નથી ! આજે આબિદ હોત તો શું આવી રીતે ઈદ આવત અને ચાલી જાત ? એ અંધકાર અને નિરાશામાં ડૂબતી જતી હતી. આ મૂઈ ઈદને કોણે બોલાવેલી ? એની અંદર પ્રકાશ છે, બહાર આશા.

હામિદ અંદર જઈને દાદીને કહે છે -"તમે ગભરાતાં નહીં અમ્મા, હું સૌથી પહેલો આવી જઈશ. બિલકુલ નહીં ગભરાતાં."

અમીનાનું હૃદય કોચવાતું હતું. ગામનાં બાળકો પોતપોતાના બાપુજીઓની સાથે જતાં હતાં. હામિદના બાપુજી અમીના સિવાય બીજા કોણ છે ? એને મેળામાં એકલો કઈ રીતે જવા દે ? એ ગીરદીમાં છોકરો ક્યાંક ખોવાઈ જાય તો શું થાય ? ના, અમીના એને એમ નહીં જવા દે. નાનકડો જીવ ! ત્રણ કોસ ચાલશે કેવી રીતે ? પગમાં ઉઝરડા પડી જશે. જોડાયે નથી. થોડે થોડે અંતરે એ એને તેડી લેશે, પણ તો પછી સેવનો દૂધપાક કોણ બનાવશે ? પૈસા હોત તો પાછા આવતી વખતે બધી ચીજો ભેગી કરીને ઝટપટ બનાવી લેત. અહીં તો ચીજો ભેગી કરતાં જ કલાકો લાગશે. માગીને જે મળે તેનો જ આધાર !



તે દિવસે ફહીમનનાં કપડાં સીવ્યાં હતાં. આઠ આના મળેલા. આ આઠ આના આ ઈદને માટે જ એણે ધર્મની જેમ સાચવી રાખેલા, પણ દૂધવાળી માથે ચડી બેઠી, પછી એ શું કરે ? હામીદને માટે બીજુ કાંઈ નથી તો બે પૈસાનું દૂધ તો જોઈએ જ. હવે કુલ બે આના બચ્યા છે. ત્રણ પૈસા હામિદના ખિસ્સામાં છે અને ઈદ જેવો તહેવાર. હવે તો અલ્લા જ બેડો પાર કરે. ધોબણ, હજામની વહુ, મહેતરાણી અને બંગડીવાળી બધી જ આવશે . બધાંને દૂધપાક જોઈએ અને જરાક આપો તો કોઈને આંખેય ન અડે. અને કેટકેટલા લોકોથી મોઢું સંતાડશે ? અને મોઢું સંતાડે પણ શા માટે ? વર્ષે એકવાર તો તહેવાર આવે છે. જિંદગી સલામત રહે, એમનું નસીબ એમની સાથે રહે. બાળકને ખુદા સલામત રાખે. આ કપરા દિવસો પણ વીતી જશે.

ગામડેથી મેળો ઊપડયો. બીજાં બાળકોની .સાથે હામિદ પણ જતો હતો. ક્યારેક બધાં જ દોડીને આગળ નીકળી જતાં. પછી કોઈ ઝાડ નીચે ઊભા રહીને સાથે નીકળેલાઓની રાહ જોતાં. આ લોકો આટલા ધીમે કેમ ચાલે છે ? હામિદના પગે તો જાણે પાંખો આવી છે. એ કદી થાકે ? શહેરની શરૂઆત થઈ. રસ્તાની



બંને બાજુએ ધનવાનોના બગીચા છે. પાકી પાળ બંધાયેલી છે. ક્યારેક ક્યારેક કોઈક છોકરો કાંકરો ઊંચકીને કેરી પર તાકે છે. અંદરથી ગાળો દેતો માળી નીકળે છે. છોકરો તો ત્યાંથી એક ફર્લાંગ દૂર પહોંચી ગયો છે. બધાં ખૂબ હસે છે. માળીને કેવો બુધ્ધુ બનાવ્યો !

મોટી મોટી ઇમારતો આવવા લાગી. આ ન્યાયાલય છે. આ કોલેજ છે. આ ક્લબનું મકાન છે. આટલી મોટી કોલેજમાં કેટલા છોકરાઓ ભણતાં હશે ? બધા જ છોકરાઓ નથી. મોટા મોટા માણસો છે, ખરેખર ! એમને મોટી મોટી મૂછો છે. આવડા મોટા થઈ ગયા તોયે હજી ભણ્યા કરે છે. કોને ખબર ક્યાં સુધી ભણશે અને આટલું ભણીને કરશે શું ? હામિદની મદરસામાં બે-ત્રણ મોટા મોટા છોકરાઓ છે, સાવ બે કોડીના. દરરોજ માર ખાય છે, કામચોર છે. અહીં પણ એવી જાતના જ લોકો હશે કે શું ? ક્લબના મકાનમાં જાદુ થાય છે. સાંભળ્યું છે કે ત્યાં મડદાની ખોપરીઓ દોડે છે... અને મોટા મોટા ખેલ થાય છે. પણ કોઈને અંદર જવા નથી દેતા. અને અહીં સાંજે સાહેબલોકો રમે છે. દાઢી-મૂછવાળા મોટામોટા માણસો રમે છે. અને મેડમોય રમે છે, ખરેખર ! આપણી માને પેલું આપો તો ખરા, શું નામ છે એનું ? બૅટ. એને એ પકડી પણ ન શકે. ફેરવતાં જ પડી જાય.

મહમુદ બોલ્યો —"આપણી અમ્મીના હાથ તો ધ્રૂજવા માંડે, ભગવાનના સમ."

મોહસિન બોલ્યો —"અમ્મી કેટલાય મણ ઘઉં દળી નાખે છે. નાનકડું બૅટ પકડશે તો શું એના હાથ ધ્રૂજવા માંડશે ? દરરોજ સેંકડો ઘડા પાણી કાઢે છે. પાંચ ઘડા પાણી તો મારી ભેંસ જ પી જાય છે. કોઈ મેડમને એક ઘડો પાણી ખેંચવું પડે તો આંખે અંધારાં આવી જાય."

મહમુદ —"પણ દોડી ક્યાં શકે છે ? કૂદાકૂદ ક્યાં કરી શકે છે ?"

મોહસિન —"હા, કૂદાકૂદ નથી કરતી, પણ તે દિવસે મારી ગાય ખૂલી ગયેલી અને ચૌધરીના ખેતરમાં ચાલી ગયેલી ત્યારે એ એટલી ઝડપથી દોડેલી કે હું તો એને પહોંચી જ ન શક્યો. ખરેખર!"

આગળ ચાલ્યા. કંદોઈની દુકાનો શરૂ થઈ. આજે ખૂબ જ શણગારેલી હતી. આટલી મીઠાઈઓ કોણ ખાય છે ? જુઓને, એક એક દુકાનમાં કેટલાય મણ મીઠાઈ હશે. સાંભળ્યું છે કે રાત્રે જીન આવીને ખરીદી લે છે. અબ્બા કહેતા હતા કે અડધી રાતે એક માણસ દરેક દુકાન પર જાય છે અને જેટલો માલ વધ્યો હોય તેનું વજન કરાવી લે છે અને સાચા રૂપિયા આપે છે. અસલ આવા જ રૂપિયા.

હામિદને ભરોસો ન બેઠો – "આવા રૂપિયા જીનને ક્યાંથી મળે ?" મોહસિને કહ્યું – "જીનને રૂપિયાની શી ખોટ છે ? જે ખજાનામાં ઘૂસી જવું હોય ત્યાં ઘૂસી જાય. લોઢાના દરવાજા પણ એને રોકી ન શકે સાહેબ ! શું સમજયા ! એમની પાસે તો જર-ઝવેરાત પણ હોય છે. જેના પર ખુશ થયા એને સૂંડલા ભરીને ઝવેરાત આપી દીધું. અત્યારે અહીં બેઠા હોય ને પાંચ મિનિટમાં કલકત્તા પહોંચી જાય !"



હામિદે ફરીથી પૂછયું – " જીન ખૂબ મોટા હોય છે ?"

મોહસિન – " એક એક આકાશ જેવડા હોય છે. જમીન પર ઊભા હોય તો માથું આકાશને અડે, પણ મન થાય તો એક લોટામાં યે ઘૂસી જાય."

હામિદ – "લોકો એમને કેવી રીતે ખુશ કરતા હશે ? કોઈ મને મંત્ર શીખવી દે તો હું જીનને ખુશ કરી દઉં."

મોહસિન – "હવે એટલી બધી તો મને નથી ખબર. પણ ચૌધરી સાહેબે ઘણા જીન વશ કર્યા છે. કોઈ ચીજ ચોરી જાય તો ચૌધરી સાહેબ એ ચીજ ક્યાં છે તે કહી દે અને ચોરનું નામ પણ જણાવી દે. તે દિવસે જુમરાતીનું વાછરડું ખોવાઈ ગયેલું. ત્રણ દિવસ સુધી હેરાન થયા, ક્યાંય ન દેખાયું. પછી જખ મારીને ચૌધરી પાસે ગયા. ચૌધરીએ તરત કહી દીધું કે ગમાણમાં છે, અને ત્યાં જ હતું. જીન એમની પાસે જઈને આખી દુનિયાના સમાચાર આપી દે છે."



(હવે એ લોકોને સમજાયું કે ચૌધરી પાસે આટલા પૈસા આવ્યા ક્યાંથી અને લોકો એમને આટલું માન શા માટે આપે છે.)

(એ લોકો આગળ ચાલ્યા. આ પોલીસ લાઈન છે. અહીં પોલીસો કવાયત કરે છે. 'રાઈટ ટર્ન !' આખી રાત બિચારા પોલીસો આંટા મારે ને ચોકી કરે છે. ચોરી ન થાય એટલે. મોહસિન કહે – "શું કૉન્સ્ટેબલ ચોકી કરે છે ? તને ક્યાંથી ખબર હોય ? ઊલટાના એ લોકો તો ચોરી કરાવે છે ! શહેરમાં જેટલા ચોર-ડાકુ હોય છે એ બધાની સાથે એ લોકો ભાઈબંધી કરી લે છે. અરે રાત્રે એ ચોરોને કહે છે 'તમે તમારે ચોરી કરો' અને એ લોકો બીજી ગલીમાં જઈને બૂમો પાડે 'જાગતા રહેજો - જાગતા રહેજો'. એટલે જ તો એ લોકો કેટલા પૈસાદાર છે.)

મારા મામા એક પોલીસ ચોકીમાં કૉન્સ્ટેબલ છે. વીસ રૂપિયા પગાર છે. ઘરે પચાસ રૂપિયા મોકલે છે. અલ્લાના સમ. મેં એકવાર એમને પૂછેલું– "આટલા બધા પૈસા ક્યાંથી આવ્યા ?" ત્યારે એમણે હસીને જવાબ આપેલો– "બેટા, અલ્લાએ આપ્યા." પછી પાછા હસીને બોલ્યા– "અમે ધારીએ તો લાખો રૂપિયા કમાઈ શકીએ, પણ અમે એટલા જ લઈએ જેનાથી બદનામી ન થાય, નોકરી પણ ન જાય."



હામિદે પૂછ્યું– "આ લોકો ચોરી કરાવે છે તો એમને કેમ કોઈ પકડતા નથી ?" મોહસિનને હામિદના અજ્ઞાનની દયા આવી. એ બોલ્યો– "અરે ગાંડા, એ લોકોને કોણ પકડે ? પકડવાવાળા તો આ જ લોકો છે ને ? પણ અલ્લાએ એમને બરાબરનો પાઠ ભણાવ્યો છે. હરામના પૈસા આવી જ રીતે જાય છે.

"થોડા દિવસ પહેલાં જ મામાને ઘેર આગ લાગી હતી. બધી મિલકત બળી ગઈ. વાસણ પણ ન બચ્યાં. કેટલાય દિવસો સુધી ઝાડની નીચે સૂતાં, અલ્લા કસમ, ઝાડની નીચે. પછી કોને ખબર ક્યાંથી સો રૂપિયા ઉધાર લઈ આવ્યા ત્યારે વાસણ ભાડે મળ્યાં."

હામિદ – "સો પચાસ કરતાં વધુ હોય છે ને ?"

"ક્યાં પચાસ અને ક્યાં સો ? પચાસ એક થેલી ભરાય તેટલા હોય. સોથી તો બે થેલીઓ પણ ન ભરાય."

હવે ભીડ વધતી જતી હતી. ઈદગાહ જનારા લોકોનાં ટોળાં દેખાવા માંડયાં હતાં. એક-એકથી ચડી જાય તેવાં ભભકદાર કપડાં પહેરેલાં. કોઈ એક્કા-ઘોડાગાડી પર સવાર, કોઈ મોટરમાં. બધાએ અત્તર લગાવેલાં, બધાંનાં મન આનંદથી ભરપૂર. ગ્રામવાસીઓની એક નાનકડી ટોળકી પોતાનાં દુ:ખ ભૂલી



સંતોષ ને ધીરજથી ચાલી જતી હતી. બાળકોને માટે તો શહેરની બધી જ ચીજો અનોખી હતી. જે ચીજ જોતા, તેને જોયા જ કરતા અને પાછળથી વારંવાર હોર્ન વાગ્યા કરે તોયે ખસતાં નહીં. હામિદ તો મોટર નીચે આવી જતો બચી ગયો.

અચાનક ઈદગાહ દેખાઈ. ઉપર આંબલીનાં ઘટાદાર વૃક્ષોની છાયા છે. નીચે પાકી ચણેલી જમીન છે. એના પર શેતરંજી પાથરેલી છે. અને રોજા (ઉપવાસ) કરનારાઓની હારમાળા એકની પાછળ એક એમ ક્યાંય સુધી ફેલાયલી છે. પાકી જમીનની નીચે જયાં શેતરંજી નથી ત્યાં પણ છે. નવા આવનારાઓ પાછળ લાઇનમાં ઊભા રહી જાય છે. આગળ જગ્યા નથી. અહીં પૈસા કે પદવીનો ભેદભાવ નથી. ઈસ્લામ ધર્મની નજરમાં સૌ સરખા. આ ગ્રામવાસીઓએ પણ વજૂ (નમાજ માટે હાથ-મોં ધોવા) કર્યું, અને પાછલી લાઇનમાં ઊભા રહી ગયા. કેવી સરસ ગોઠવણ છે ? કેવી સુંદર વ્યવસ્થા છે ? લાખો માથાં પ્રાર્થનામાં નમી પડે છે. પછી બધા જ એક સાથે ઊભા થાય છે. એક સાથે નમે છે અને એક સાથે ઘૂંટણિયે બેસી જાય છે. આ રીતે કેટલીયે વાર થયા કરે છે. જાણે વીજળીની લાખો બત્તીઓ એક સાથે સળગે અને ઓલવાઈ જાય. અને એ રીતે થયા જ કરે છે.

## ૨

નમાજ પૂરી થઈ ગઈ છે. લોકો એકબીજાને ભેટે છે. એ વખતે મીઠાઈ અને રમકડાંની દુકાનો પર ધસારો થાય છે. આ બાબતમાં ગ્રામવાસીઓની ટોળકી બાળકો કરતાં ઓછી ઉત્સાહી નથી. આ જુઓ. ચગડોળ છે. એક પૈસો આપીને બેસો. ક્યારેક આકાશમાં જતા દેખાશો, તો ક્યારેક જમીન પર પડતા દેખાશો. આ બીજી જાતનું ચગડોળ છે. લાકડાના હાથી, ઘોડા, ઊંટ સળિયાને આધારે લટકતાં હતાં. એક પૈસો આપીને એના પર બેસી જાઓ અને પચીસ વખત ચક્કર લગાવવાની મજા માણો. મહમુદ, મોહસિન, નૂરે અને સમ્મી આ ઘોડા અને ઊંટ પર બેસે છે. હામિદ દૂર ઊભો રહે છે. એની પાસે માત્ર ત્રણ પૈસા છે. પોતાના ખજાનાનો ત્રીજો ભાગ થોડાક ચક્કર માટે એ કેવી રીતે ખર્ચી શકે ?



બધાં ચગડોળ પરથી ઊતરે છે. હવે રમકડાં ખરીદશે. અહીં લાઈનબંધ દુકાનો છે. જાતજાતનાં રમકડાં છે – સિપાઈ અને ગોવાળિયો, રાજા અને વકીલ, પખાલી, ધોબી ને સાધુ. વાહ, કેવા મજાનાં રમકડાં છે ! જાણે હમણાં બોલી ઊઠશે ! મહમુદ ખાખી વરદી અને લાલ પાઘડીવાળો ખભા પર બંદૂક રાખેલો સિપાઇ લે છે. જાણે કવાયત કરતો ચાલ્યો આવતો ન હોય ! મોહસિનને પખાલી પસંદ પડયો. કમર વળેલી છે અને ઉપર મશક છે. મશકનું મોઢું એક હાથે પકડેલું છે. કેટલો ખુશ છે ! જાણે કોઇ ગીત ગાઇ રહ્યો ન હોય ! જાણે હમણાં મશકમાંથી પાણી વહેવા માંડશે ! નૂરેને વકીલ વહાલો લાગે







છે. એના ચહેરા પર કેવી વિદ્વત્તા છે.

કાળો ડગલો, નીચે સફેદ ઝભ્ભો, ઝભ્ભાના આગળના ખિસ્સામાં ઘડિયાળ, સોનેરી સાંકળ, એક હાથમાં કાયદાનાં કાગળિયાં. લાગે છે જાણે કોઈ અદાલતમાં કેસ લડવા માટે જઈ રહ્યો છે. આ બધાં રમકડાં બે-બે પૈસાનાં છે. હામિદ પાસે કુલ ત્રણ પૈસા છે. આટલાં



મોંઘાં રમકડાં એ કેવી રીતે લે ? રમકડું જો હાથમાંથી છૂટી જાય તો ટુકડે ટુકડા થઈ જાય. એવાં રમકડાં લઈને એ શું કરે ? એ શા કામનાં ?

મોહસિન કહે છે – "મારો પખાલી દરરોજ સવાર-સાંજ પાણી આપી જશે."

મહમુદ – "અને મારો સિપાઈ ઘરની ચોકી કરશે. કોઈ ચોર આવશે તો તરત બંદૂકની ગોળી છોડશે."

નૂરે – "અને મારો વકીલ ખૂબ કેસ લડશે."



સમ્મી – "અને મારી ધોબણ રોજ કપડાં ધોશે."

હામિદ રમકડાંની ટીકા કરવા માંડે છે – "માટીનાં તો છે. પડે તો ટુકડેટુકડા થઈ જાય." છતાં એ લાલચુ આંખે રમકડાં જોયાં કરે છે. એને મન થાય છે કે જરાક વાર માટે એને પોતાના હાથમાં લઈ શકાય તો કેવું સારું ! એના હાથ



આપોઆપ એ તરફ લંબાય છે. પણ છોકરાઓ એવા ત્યાગી નથી હોતા, ખાસ કરીને રમકડાં નવાં હોય ત્યારે. હામિદ લલચાઈને મન મારી લે છે.)

(રમકડાં પછી મીઠાઈઓ આવે છે. કોઈએ રેવડી લીધી તો કોઈએ ગુલાબજાંબુ, તો કોઈએ સોનહલવો. મોજથી ખાય છે. હામિદ એ બધાંથી જુદો પડી જાય છે. અભાગિયા પાસે ત્રણ પૈસા તો છે. કંઈક ખરીદીને ખાતો શા માટે



નથી ? લાલચુ આંખોથી બધાંને જોયા કરે છે.

મોહસિન કહે છે – "હામિદ, લે રેવડી લે. બહુ સુગંધી છે."

હામિદને શંકા તો ગઈ કે એ ક્રૂર મજાક કરે છે, કારણ મોહસિન કંઈ એટલો ઉદાર નથી. એ જાણવા છતાં હામિદ એની પાસે જાય છે. મોહસિન પડિયામાંથી એક રેવડી કાઢીને હામિદની સામે ધરે છે. હામિદ હાથ લંબાવે છે. મોહસિન રેવડી પોતાના મોઢામાં નાખી દે છે. મહમુદ, નૂરે અને સમ્મી તાળી વગાડી વગાડીને હસે છે. હામિદ ઝંખવાઈ જાય છે.

મોહસિન – "અચ્છા, આ વખતે જરૂર આપીશ હામિદ, અલ્લા કસમ, લઈ લે."

હામિદ – "રહેવા દે, મારી પાસે શું પૈસા નથી ?"

સમ્મી – "ત્રણ પૈસા જ છે ને ! ત્રણ પૈસામાં શું શું ખરીદીશ ?"

મહમુદ – "મારી પાસેથી ગુલાબજાંબુ લે હામિદ, મોહસિન તો બદમાશ છે."

હામિદ – "મીઠાઈ તે શી મોટી ચીજ છે ? ચોપડીઓમાં એને ખરાબ ચીજ કહેવામાં આવી છે."

મોહસિન – "પણ મનમાં તો કહેતો હોઈશ કે મળી જાય તો ખાઈ લઉં. પોતાના પૈસા શા માટે નથી કાઢતો ?"

મહમુદ – "એની ચાલાકીની મને ખબર છે. આપણાં બધા પૈસા ખતમ થઈ જશે ત્યારે એ આપણને લલચાવી લલચાવીને ખાશે."

મીઠાઈઓની દુકાનો પછી કેટલીક દુકાનો લોઢાની વસ્તુઓની હતી. કેટલીક પાણી ચડાવેલાં ને નકલી ઘરેણાંઓની હતી. છોકરાંઓને એનું જરાય આકર્ષણ નહોતું. એ બધાં આગળ ચાલ્યાં જાય છે. હામિદ લોઢાની દુકાન પાસે અટકી જાય છે. ત્યાં થોડાક ચીપિયા મૂકેલા હતા. એને વિચાર આવ્યો કે દાદી પાસે ચીપિયો નથી. લોઢી પરથી રોટલી ઉતારતી વખતે અની આંગળીઓ દાઝી જાય છે. જો એ ચીપિયો ખરીદીને દાદીને આપે તો દાદી કેટલી ખુશ થઈ જાય ! પછી એની આંગળીઓ કોઈ દિવસ ન દઝાય. ઘરમાં એક કામની ચીજ આવી જાય. રમકડાંથી શું ફાયદો થાય ? નકામા પૈસા બગડે. થોડીકવાર જ મજા આવે. પછી તો એની તરફ કોઈ જુએ પણ નહીં. ત્યાં તો ઘેર પહોંચતાં પહેલાં જ તૂટીને ખતમ થઈ જાય ! ચીપિયો તો કેટલી કામની ચીજ છે ! રોટલી લોઢી પરથી ઉતારી લો, ચૂલામાં શેકી લો. કોઈ અંગારો માગવા આવે તો ઝટપટ ચૂલામાંથી સળગતા કોલસા કાઢી આપી દો. અમ્માને બિચારીને બજારમાં જવાની ફુરસદ જ ક્યાં હોય

છે અને આટલા પૈસા પણ ક્યાં હોય છે ? દરરોજ હાથ દઝાડે છે. હામિદના સાથીઓ આગળ ચાલ્યા ગયા. પરબડી પાસે બધા શરબત પીતા હતા. જુઓ તો, બધા કેટલા લાલચુ છે ! આટલી મીઠાઈઓ ખરીદી પણ મને કોઈએ એક પણ ન આપી. ઉપરથી પાછા કહે છે, મારી સાથે રમ. મારું આ કામ કરી આપ. હવે જો કોઈ કંઈ કામ કરવાનું કહેશે ને ત્યારે જોઈ લઈશ. ખાવા દો મીઠાઈઓ. એમનું જ મોઢું સડશે. ફોડલા નીકળશે. જીભ પણ ખાવાની શોખીન થતી જશે. પછી ઘેરેથી પૈસા ચોરશે ને માર ખાશે. ચોપડીઓમાં શું ખોટું લખ્યું હોય છે ? મારી જીભ શા માટે બગડે ? ચીપિયો જોતાં જ અમ્મા દોડીને મારા હાથમાંથી લઈ લેશે ને કહેશે – "મારો દીકરો અમ્મા માટે ચીપિયો લાવ્યો છે." હજાર આશીર્વાદ આપશે. પછી પાડોશની બહેનોને બતાવશે. આખા ગામમાં વાતો થવા માંડશે કે હામિદ ચીપિયો







લાવ્યો છે. કેટલો સારો છોકરો છે. આમનાં રમકડાં જોઈને કોણ આશીર્વાદ આપશે ? મોટાંઓના આશીર્વાદ સીધા અલ્લાના દરબારમાં પહોંચે છે, અને તરત તેનો અમલ થાય છે. મારી પાસે પૈસા નથી. એટલે જ તો મોહસિન અને મહમુદ રુઆબ દેખાડતા હતા. હું પણ ચીપિયાથી રુઆબ દેખાડીશ. ભલે ને રમે રમકડાંથી અને ખાય મીઠાઈ ! મારે નથી રમવું રમકડાંથી. હું શા માટે કોઈનો રુઆબ સહન કરું ? હું ભલે ગરીબ રહ્યો. કોઈ પાસે કંઈ માગવા તો નથી જતો. અબ્બાજાન ક્યારેક તો આવશે જ. અમ્મી પણ આવશે જ. પછી આ લોકોને પૂછીશ – "કેટલાં રમકડાં જોઈએ તમારે ?" એક-એક ટોપલી ભરીને આપીશ અને બતાવી દઈશ કે દોસ્તારોની સાથે આવી રીતે વર્તાય. આમ નહીં કે એક પૈસાની રેવડી લીધી ને દેખાડી દેખાડીને ખાવા લાગ્યા. બધાં ખૂબ હસશે કે હામિદે ચીપિયો ખરીદ્યો. હસવા દો. એણે દુકાનદારને પૂછ્યું – "આ ચીપિયો કેટલાનો છે ?"

દુકાનદારે એની સાથે બીજા કોઈ માણસને ન જોયો એટલે બોલ્યો – "આ તારા કામની વસ્તુ નથી, ભાઈ !"

"વેચવાની છે કે નહીં ?"

"વેચવાની શા માટે નથી ? અહીં સુધી શા માટે ઊંચકી લાવ્યા છીએ ?"

"તો પછી કહેતા કેમ નથી કે

કેટલા પૈસાની છે ?"

"છ પૈસા પડશે."

હામિદ નિરાશ થઈ ગયો.

"બરાબર કહો."

"બરાબર પાંચ પૈસા પડશે. લેવો હોય તો લે, નહીં તો ચાલતો થા."

હામિદે હિંમત એકઠી કરીને પૂછ્યું – "ત્રણ પૈસામાં આપશો ?"

એટલું પૂછતાંની સાથે જ એ આગળ ચાલવા માંડ્યો, જેથી દુકાનદારની ધમકીઓ ન સાંભળવી પડે. પણ દુકાનદારે એને ધમકાવ્યો નહીં. બોલાવીને



ચીપિયો આપી દીધો. બંદૂક રાખે એવી રીતે ચીપિયો ખભા પર મૂકીને હામિદ રુઆબભેર પોતાના સાથીઓ પાસે આવ્યો. જરા સાંભળીએ તો ખરા કે બધા શું ટીકા-ટિપ્પણ કરે છે ?

મોહસિને હસીને કહયું – "આ ચીપિયો શું કરવા લઈ આવ્યો ગાંડા ? આનું શું કરીશ ?"

હામિદે જમીન પર ચીપિયો પછાડીને કહ્યું – "તારા પખાલીને જરા જમીન પર તો પાડ. બધી પાંસળીઓના ભુકકા બોલી જશે."

મહમુદ બોલ્યા– "આ ચીપિયો કંઈ રમકડું છે ?"



હામિદ —"રમકડું શા માટે નહિ ? આ ખભે મૂકયો તો બંદૂક બની ગઈ, હાથમાં લીધો તો સાધુઓનો ચીપિયો બની ગયો, ઇચ્છા થાય તો આનાથી મંજીરાનું કામ પણ થઈ શકે. એક ચીપિયો મારું તો તમારાં બધાં રમકડાંનો જીવ ઊડી જાય ! તમારાં રમકડાં ગમે તેટલું જોર કરે તો યે મારા ચીપિયાનો એક વાળ વાંકો ન કરી શકે. ચીપિયો મારો બહાદુર સિંહ છે ."

સમ્મીએ ખંજરી લીધી હતી. એ પ્રભાવિત થઈને બોલ્યો — "મારી ખંજરી સાથે બદલીશ ? બે આનાની છે."

હામિદે ખંજરી તરફ બેદરકારીથી જોયું — "મારો ચીપિયો ઇચ્છે તો તારી ખંજરીનું પેટ ફાડી નાખે. બસ, એક ચામડાનો પાતળો ટુકડો લગાવ્યો કે ઢબ-ઢબ બોલવા લાગી. જરાક પાણી લગાવ્યું કે ખતમ. મારો બહાદુર ચીપિયો તો આગમાં, પાણીમાં, તોફાનમાં અડીખમ ઊભો રહેશે."

ચીપિયાએ બધાને મોહી લીધા, પણ હવે પૈસા કોની પાસે રહેલા ? વળી મેળો તો કયાંય પાછળ રહી ગયેલો. કયારના નવ વાગી ગયેલા. તડકો પણ વધતો જતો હતો. ઘરે પહોંચવાની ઉતાવળ હતી. બાપુ પાસે જઈને જીદ કરે તોયે ચીપિયો મળે તેમ નહોતો. હામિદ બહુ ચાલાક છે. એટલે જ લુચ્ચાએ પૈસા સાચવી રાખેલા.

હવે છોકરાઓની બે ટુકડી થઈ ગઈ. મોહસિન, મહમુદ, સમ્મી અને નૂરે એક તરફ અને બીજી તરફ હામિદ એકલો.

મોહસિને ખૂબ વિચાર કરીને કહ્યું — "પણ આ પાણી તો ભરી ન શકે."

હામિદે ચીપિયાને સીધો ઊભો રાખીને કહ્યું — "પખાલીને એકવાર ધમકાવશે તો એ દોડતો જઈને પાણી લઈ આવશે ને આંગણામાં છાંટવા માંડશે."

મોહસિન હારી ગયો, પણ મહમુદ એની મદદે આવ્યો —"પણ મારો વહાલો જો પકડાઈ જાય ને તો અદાલતના આંટા મારવા પડે. પછી તો વકીલ સાહેબના પગ પકડવા પડે."

હામિદ આ જોરદાર દલીલનો જવાબ ન આપી શકયો. એણે પૂછયું —"અમને પકડવા કોણ આવશે ?"

નૂરે જરા અકડાઈને બોલ્યો — "બંદૂકવાળો સિપાઈ."

હામિદ મોં મચકોડી બોલ્યો —"આ બિચારો મારા બહાદુર રુસ્તમે-હિન્દને પકડશે ? અચ્છા તો ચાલો. બંનેની કુસ્તી કરાવીએ. આનું મોઢું જોઈને જ દૂરથી ભાગશે. બિચારો પકડશે શું ?"

મોહસિનને એક નવી વાત સૂઝી —"તારા ચીપિયાનું મોઢું દરરોજ આગમાં બળશે."

એને એમ હતું કે હામિદ આ વાતનો જવાબ નહીં આપી શકે, પણ એવું ન થયું. હામિદે તરત જવાબ આપ્યો —"આગમાં તો બહાદુરો જ કૂદે છે સાહેબ. તમારા આ વકીલ, સિપાઈ અને પખાલી તો મેડમોની જેમ ઘરમાં ઘૂસી જશે. આગમાં કૂદવાનું કામ તો આ રુસ્તમે-હિન્દ જ કરી શકે."

મહમુદે ફરી એક વાર જોર લગાવ્યું —"વકીલસાહેબ તો ટેબલ-ખુરશી પર બેસશે અને તારો આ ચીપિયો તો રસોડામાં પડ્યો રહેશે."

આ દલીલથી સમ્મી અને નૂરેમાં પણ જીવ આવ્યો. ઉસ્તાદે કેવી અક્કલવાળી વાત કરી છે ! રસોડામાં પડ્યા રહેવા સિવાય ચીપિયો બીજું કરી પણ શું શકે ?

હામિદને કોઈ જડબાતોડ જવાબ ન સૂઝ્યો એટલે એણે રકઝક શરૂ કરી—"મારો ચીપિયો રસોડામાં નહીં રહે. વકીલસાહેબ ખુરશી પર બેસશે તો એ એમને જમીન પર પટકી દેશે."

જીતનારાને હારી ગયેલાઓ તરફથી જે સત્કાર સ્વાભાવિક રીતે મળે, તે હામિદને પણ મળ્યો. બીજાઓએ ત્રણ-ત્રણ ચાર-ચાર આના ખર્ચ્યા, પણ એકે કામની ચીજ ન લીધી. હામિદે ત્રણ પૈસામાં રંગ રાખી દીધો. સાચી વાત જ સ્તો ! રમકડાંનો શો ભરોસો ? તૂટી જાય, ફૂટી જાય. હામિદનો ચીપિયો તો વર્ષો સુધી એવોને એવો જ રહેશે !

સુલેહની શરત નક્કી થવા લાગી. મોહસિને કહ્યું —"જરા તારો ચીપિયો આપ તો. અમે પણ જોઈએ. તું મારો પખાલી હાથમાં લઈને જો."

મહમુદે અને નૂરેએ પણ પોતપોતાનાં રમકડાં ધરી દીધાં.

આ શરતો સ્વીકારવામાં હામિદને જરાય વાંધો નહોતો. ચીપિયો વારાફરતી બધાના હાથમાં ગયો; અને એમનાં રમકડાં વારાફરતી હામિદના હાથમાં આવ્યાં. કેટલાં સુંદર રમકડાં છે !

હામિદે હારી ગયેલાઓનાં આંસુ લૂછ્યાં —"હું તો તમને ચીડવતો હતો. ખરેખર. આ લોઢાનો ચીપિયો કંઈ રમકડાંની બરાબરી કરી શકે ? લાગે છે કે જાણે હમણાં બોલશે."

પણ મોહસિનની પાર્ટીને આ દિલાસાથી સંતોષ ન થયો. ચીપિયા પર મહત્તાની મહોર મરાઈ ચૂકેલી. ચોંટી ગયેલી ટિકિટ હવે પાણીથી છૂટી નહોતી પડતી.

મોહસિન –"પણ આ રમકડાં માટે કોઈ અમને આશીર્વાદ તો નહીં આપેને ?")

(મહમુદ –"આશીર્વાદની વાત ક્યાં કરે છે ? ઊલટો માર ન પડે તો સારું. અમ્મા જરૂર કહેશે કે મેળામાં તમને આ માટીનાં રમકડાં જ મળ્યાં ?")

(આ રમકડાં જોઈને કોઈ મા એટલી તો રાજી નહીં જ થાય જેટલી દાદી ચીપિયો જોઈને થશે; એ વાત હામિદે માનવી પડી. ત્રણ પૈસામાં જ એણે બધું



કરવાનું હતું, અને એ પૈસાનો જે ઉપયોગ થયો તેના પર પસ્તાવો કરવાનીયે જરા પણ જરૂર નહોતી. વળી, હવે તો ચીપિયો રુસ્તમે-હિન્દ છે અને બધાં રમકડાંનો રાજા છે.)

રસ્તામાં મહમુદને ભૂખ લાગી. એના બાપુએ એને કેળાં ખાવા આપ્યાં. મહમુદે માત્ર હામિદને ભાગ આપ્યો. બીજા મિત્રો મોઢું જોતા રહી ગયા. આ પેલા ચીપિયાનો પ્રતાપ હતો!

3

(અગિયાર વાગે આખા ગામમાં અવરજવર થવા લાગી, મેળામાં ગયેલા લોકો આવી ગયેલા. મોહસિનની નાની બહેને દોડીને એના હાથમાંથી પખાલી છીનવી લીધો અને આનંદથી એવી ઊછળી કે પખાલીભાઈ નીચે પડ્યા ને સીધા સ્વર્ગે સિધાવ્યા. આ બાબત પર ભાઈ-બહેન વચ્ચે મારામારી થઈ. બંને બહુ રડ્યાં. એમની અમ્મા આ ધમાલ સાંભળીને ખિજાઈ અને બંનેને બબ્બે થપ્પડ મળી.)

(નૂરેભાઈનો વકીલ જમીન કે ખુરશી પર તો નથી બેસી શકતો. એની મર્યાદાનો વિચાર તો કરવો જ પડશે. દીવાલમાં બે ખીલા ઠોકવામાં આવ્યા. તેની ઉપર લાકડાની અભેરાઈ મૂકવામાં આવી. અભેરાઈ પર કાગળનો ગાલીચો પાથરવામાં આવ્યો. વકીલ સાહેબ રાજા ભોજની જેમ સિંહાસન પર બિરાજયા. નૂરેએ પંખાથી હવા નાખવા માંડી. અદાલતોમાં તો ખસના અને વીજળીના પંખા હોય છે. તો અહીં સાધારણ પંખો પણ ન હોવો જોઈએ ? કાયદાની ગરમી મગજ પર ચડી જાય કે નહીં ? વાંસનો પંખો આવ્યો અને નૂરે હવા નાખવા લાગ્યો. ખબર નહીં પંખાની હવાથી કે પંખો વાગી જવાથી વકીલ સાહેબ સ્વર્ગમાંથી પૃથ્વી પર પટકાયા, અને તેમનું માટીનું શરીર માટીમાં મળી ગયું. પછી જોરશોરથી રોકકળ થઈ અને વકીલસાહેબનાં અસ્થિ બહાર ફેંકી દેવામાં આવ્યા.)

(હવે રહ્યો મહમુદનો સિપાઈ. એને તરત જ ગામની ચોકી કરવાનું કામ મળી ગયું પણ પોલીસનો સિપાઈ કોઈ સાધારણ માણસ તો કહેવાય નહીં. એ પગે ચાલીને કેવી રીતે જાય ? એ તો પાલખીમાં બેસીને જાય. એક ટોપલી આવી. એમાં લાલ રંગનાં ફાટેલાં ચીથરાં પાથરવામાં આવ્યા. એમાં સિપાઈસાહેબ આરામથી સૂતા. નૂરેએ આ ટોપલી ઊંચકી અને આંગણામાં આંટા મારવા લાગ્યો. એના બંને નાનાભાઈ એ સિપાઈ તરફથી 'છૂઈ ગયેલા, જાગતા લેજો' બોલતા જતા હતા. પણ રાતના અંધારું હોઈ, એમાં મહમુદને ઠેસ વાગે છે અને સિપાઈ પોતાની બંદૂક સાથે જમીન પર આવી પહોંચે છે અને એના એક પગમાં ખોડ આવી જાય

છે. મહમુદને આજે ખબર પડી કે એ સારો ડૉક્ટર છે. એને એવો મલમ મળી ગયો છે કે જેનાથી તૂટેલા પગ એકદમ જોડી દઈ શકાય છે. માત્ર થોરનું દૂધ જોઈએ. થોરનું દૂધ આવે છે. પગ જોડવામાં આવે છે. પણ સિપાઈને જેવો ઊભો કર્યો કે તે પાછો પડે છે. પગ ફરીથી તૂટી જાય છે. ઑપરેશન નિષ્ફળ ગયું. પછી એનો બીજો પગ પણ તોડવામાં આવે છે. હવે કંઈ નહીં તો એક જગ્યાએ આરામથી બેસી તો શકે છે. એક પગે તો ચાલી પણ નહોતો શકતો અને બેસી પણ નહોતો શકતો. હવે એ સિપાઈ સાધુ બની ગયો છે. પોતાની જગ્યાએ બેઠો બેઠો ચોકી કરે છે. કયારેક કયારેક ભગવાન પણ બની જાય છે. એના માથાનો ઝાલરવાળો સાફો ખોતરી નાખવામાં આવે છે. કયારેક તો એને ત્રાજવાના કાટલા તરીકે પણ વાપરવામાં આવે છે.



ને હવે હામિદભાઈના સમાચાર સાંભળો. એનો અવાજ સાંભળતાં જ અમીના દોડી અને એને ખોળામાં લઈને વહાલ કરવા લાગી. અચાનક એના હાથમાં ચીપિયો જોઈને ચમકી ગઈ.

"આ ચીપિયો ક્યાં હતો ?"

"મેં ખરીદ્યો છે"

"કેટલા પૈસામાં ?"

"ત્રણ પૈસા આપેલા."

"અમીનાએ કપાળ કૂટયું - "આ તે કેવો અણસમજુ છોકરો છે. બપોર

પડી ગઈ. નથી કંઈ ખાધું, નથી પીધું, લઈ શું આવ્યો ? ચીપિયો ! આખા મેળામાં તને બીજી કોઈ ચીજ ન મળી તે આ ચીપિયો ઉઠાવી લાવ્યો ?"

હામિદે ગુનેગારના ભાવથી કહ્યું –"તમારી આંગળીઓ લોઢીથી દાઝી જાય છે ને, એટલે હું આ લઈ આવ્યો."



ડોશીનો ગુસ્સો તરત સ્નેહમાં બદલાઈ ગયો. બીજાને રમકડાં લેતાં ને મીઠાઈઓ ખાતાં જોઈને એનું મન પણ કેટલું લલચાયું હશે ? આટલો બધો સંયમ એણે રાખ્યો કેવી રીતે ? ત્યાં પણ એને એની ઘરડી દાદી યાદ રહી ? અમીના ગદગદ થઈ ગઈ.

અને હવે એક વિચિત્ર વાત બની. હામિદના આ ચીપિયા કરતાંયે વધુ વિચિત્ર. બાળક હામિદે ઘરડા હામિદનો ભાગ ભજવ્યો. ઘરડી અમીના બાળક અમીના બની ગઈ. એ રડવા લાગી. પાલવ ફેલાવીને હામિદને આશીર્વાદ આપતી જતી હતી અને મોટાં મોટાં આંસુ સારતી જતી હતી.

Printed at Modern Printers, K-30, Naveen Shahdara Delhi-110 032.